# વીર અભિમન્યુ.

વીરરસનું એક બોધજનક ખંડ કાવ્ય.

લેખક અને પ્રકાશક

કવિ પોપટલાલ શર્મા, સાહિત્યતીર્થ.

વિભીષણ નીતિના લેખક.

સંસ્કૃત અધ્યાપક

ગુરુકુળમહાવિદ્યાલય વરસોવા-મુંબઇ.

પ્રથમાવૃત્તિ ] પ્રતિ—૫૦૦. [ સંવત ૧૯૭૮.

કીંમત આના ૭.




શ્રીયુત માનનીય મામાશ્રી

કાલિદાસ પ્રભુરામ જોશી.

મુ૦ હળીયાદ.



પૂજ્ય !

આપનું ઉદાર હૃદય ભારતના પૂર્વ ગૌરવ
તરફ વધારે આકર્ષાય છે, તેથી
પૂર્વ ગૌરવના રત્નરૂપ, વીરવર,
સ્વદેશભકત "અભિમન્યુ"નું
પવિત્ર ચરિત્ર લખી
આપની સેવામાં
સમર્પિત
કરૂં છું.

તમારો આજ્ઞાંકિત,
પોપટલાલ.

# પ્રસ્તાવના.



કવિશ્રી પોપટલાલજીને સંસ્કૃત ભાષામાં 'વિભીષણ નીતિ' એ નામનું એક સુંદર અને નાનકડું કાવ્ય પ્રસિદ્ધ કર્યાંને પુરા ત્રણ માસ થયા નથી, એટલામાં તો તેમણે આ 'વીર અભિમન્યુ' નામનું એક ખંડકાવ્ય ગુજરાતી ભાષામાં રચી ગુજરાતને ચરણે ધર્યું છે, એ ખરેખર પ્રશંસાપાત્ર છે. એમની કવિત્વશક્તિ ઉચ્ચ કોટિની છે. સંસ્કૃત, ગુજરાતી, અને હિંદી સાહિત્ય ઉપર તેમનો સારો કાબુ છે, એટલું જ નહિ પણ એ ત્રણે ભાષાના તેઓ ઉચ્ચ પ્રકારના કવિ પણ છે.

આ કાવ્યની ભાષા સ્વાભાવિક, મધુર, કર્ણપ્રિય, અને વીરરસથી છલકાતી છે. છંદ પસંદ કરવામાં પણ કવિશ્રીએ પૂર્ણ વિચાર કર્યો હોય એમ લાગેછે. આવાં વીરરસપૂર્ણ કાવ્યો હરિગીત છંદમાં હોય તો તે ગાતાં મઝા આવે છે, અને શૌર્ય પણ ચઢે છે. વળી કાવ્ય વ્યાકરણદોષથી મુક્ત છે, તેથી તેના સૌંદર્યમાં ઓર વધારો થયો છે. ઠેકાણે ઠેકાણે નીતિ અને ધર્મના ઉપદેશથી ભરેલાં ચરણ આવે છે, એ એવાં તો રસિક અને બોધપ્રદ છે, કે વિના પ્રયાસે ઘણા વાચકોની સ્મૃતિમાં રહી જશે. આપણી ભાષામાં વગર સંકોચે બાળકોના હાથમાં આપી શકાય એવાં કાવ્યો થોડાં છે. એ ખોટ કંઇક અંશે પુરી કરવાનો શુભ પ્રયત્ન કરવા બદલ કવિશ્રીને ધન્યવાદ ઘટે છે.

હિંદી ભાષાના પ્રખ્યાત કવિ મૈથિલીશરણ ગુપ્તનું નામ ઘણા જણ જાણતા હશે. એમના તરફ આપણા આ કવિશ્રીની માનદૃષ્ટિ હોય એમ જણાય છે. 'भारत-भारती' જેમના વાંચવામાં આવી હશે તેઓ જાણી શકશે કે આ કાવ્યની ભાષા પણ તેના જેવીજ સ્વાભાવિક, રસિક, અને ઝલકવાળી છે. વળી ' जयद्रथवध 'ની સાથે આ કાવ્યને સરખાવીએ છીએ ત્યારે ભાષામાં, વિચારમાં, છટામાં, અને શબ્દોની પસંદગીમાં એટલી એકતા જણાય છે કે આપણે આશ્ચર્યમુગ્ધ બની ગયા વગર રહેતા નથી. આમાં કંઇ નવાઈ પામવા જેવું નથી. ઇતિહાસમાં એવા ઘણા દાખલા છે કે એકજ સમયે જુદા જુદા પ્રદેશમાં સરખી પ્રતિભા દર્શાવે એવા કવિઓ થઇ ગયા છે. આ પણ એમજ કેમ ન હોય ! આ વિચારને ધ્યાનમાં લેતાં કવિશ્રીને ' ગુજરાતી ભાષાના મૈથિલીશરણ ' કહેવામાં આવે તો તેમાં જરા પણ અતિશયોક્તિ ગણાશે નહિ, એવું મારું માનવું છે.

અમારા ગુરુકુળના અભ્યાસક્રમમાં આ કાવ્યને સ્થાન અપાઇ ચૂક્યું છે. તે શીખતી વેળા બ્રહ્મચારીઓ મદારીની મોરલીના સ્વરથી સાપ ડોલે તેમ ડોલતા માલમ પડયા છે. વળી કેટલાક તો તેના શ્લોકોમાં એવા તન્મય બની ગયા છે કે હરતાંફરતાં તેનુંજ ગાન કરી વીર અભિમન્યુનું સ્મરણ કરાવે છે. રાષ્ટ્રીય શાળાઓમાં પણ આ પુસ્તકને સ્થાન અપાય તો વિદ્યાર્થીઓમાં સ્વદેશ-ભક્તિની લાગણી ઉભરાય એમ મારું માનવું છે. આ કારણથી

ગુજરાત-વિદ્યાપીઠને પોતાની શાળાઓ માટે આ પુસ્તક મંજુર કરવાની હું ભલામણ કર્યા વગર રહી શકતો નથી.

આપણી ભાષામાં વીરરસથી ઉભરાતાં કાવ્યો અને નાટકો થોડાં છે, તેથી શાળામાં ચલાવી શકાય એવાં પુસ્તકો મળી આવવાં મુશ્કેલ પડે છે. આ દિશામાં કવિજનો પ્રયાસ આદરે તો હાલની જનતાને ઘણો લાભ થાય. આપણા કવિશ્રીને પણ આપણે એજ ભલામણ કરી વિરમીશું.

વરસોવા (મુંબાઇ.)<br>
સંવત્ ૧૯૭૮<br>
આષાઢ, શુકલ ૧૧.

મહીજીભાઇ કાલિદાસ પટેલ,<br>
ગુજરાતીના અધ્યાપક,<br>
ગુરુકુલ-મહાવિદ્યાલય.





# વીર અભિમન્યુ.

(હરિગીત.)

જય જય હરે! કરૂણાનિધે! જય દેવ દેવ! જગત્પતે!
જય ભક્તવત્સલ! પરમમંગલધામ! ઇશ! મહામતે!
જય લોકવન્દિત! લોક–શંકર! લોકપાલક! સન્મતે!
જય જય દયામય! વિશ્વનાયક! શ્રીપતે! ગીતામતે! ૧

વાચક! પ્રથમ ઉલ્લાસથી મા ભારતીને યાદ કર,
ગૌરવ વિચારી પૂર્વજોનું વીરતાનો નાદ કર;
વીરત્વની શિક્ષા લઇ સંસારમાં પદ રાખજે,
આવી પડે જો સંકટો ઉત્સાહ આણી સાંખજે. ૨

જે વિશ્વવન્દિત, વિશ્વવિદ્યા, સભ્યતાનું ધામ છે,
સંસારમાં જેનાં અલૌકિક વીરતાનાં કામ છે;
જે આદિ શિક્ષક, આદિ રક્ષક, તેજ ભારત દેશ છે,
દુર્દૈવથી પણ આજ તેનો કયાં જણાએ લેશ છે! ૩

ઘટમાળ ઘૂમે વિશ્વની, ઉંચે ચઢે નીચે પડે,
સુખદુ:ખમોહ તણી ઘટા કર્તવ્યમાં આવી નડે;
જેનાથકી બહુ માનવી રણુરંગમાં રોળાય છે,
તે વિશ્વવિજયી એક દિન યમહસ્તથી ચોળાય છે. ૪

જે આજ છે જગનો ધણી શાસન કરી બહુ પીડતો,
તે કાલ ઝોળી કર લઇ ઘર ઘર ભિખારી હીંડતો;
જેનો ઉદય છે એક દિન તો અસ્ત તેનો થાય છે,
સંસારની ગતિ ચક્રશી સર્વત્ર ફરતી જાય છે. ૫

તો લેખિની! તૈયાર થા ઇતિહાસને આલેખવા,
વીરાગ્રણી અભિમન્યુ કેરા કીર્તિરસને ચાખવા,
કર્ત્તવ્યપથ ગંભીર છે, હારીશ માં તું તે છતાં,
થાશે સફળતા એક દિન કર્ત્તવ્યને કરતાં જતાં. ૬

કર્ત્તવ્યના સ્વીકારમાં ભીતિ કદી ધરવી નહિ.
પાપીતણા સહવાસથી નીતિ કદી તજવી નહિ;
નિંદા કરે ખોટા જનો તેથી કદી ડરવું નહિ,
ધારેલ સત્ય વિચારથી પાછું કદી ફરવું નહિ. ૭

આજે ઘણાં મોહે ચઢી કર્ત્તવ્યને ભૂલી ગયા,
બાંધેલ બંધન ધર્મનાં તે એકદમ ખુલી ગયાં;
આળસ અને અભિમાનનું ચઢિયું ઘણાને ઘેન છે,
આશક અને માશુકતણું પડીયું ઘણાને વેન છે. ૮

* * * *

વિકરાલ ધર્મવિનાશકારી રાજ્યસત્તાલોભ છે,
તેની મહત્તાથી સદા થાએ જગત્‌માં ક્ષોભ છે;
વિખ્યાત છે, કે “કૌરવોથી પાંડવોનું રણ થયું,
જે ભવ્ય ભારતનાજ સત્યાનાશનું કારણ થયું.” ૯

જે રાજ્યમાં હિત બોલનારા મંત્રીઓ હોતા નથી,
ને આપના અભિમાનમાં પાછું ફરી જોતા નથી,
નૃપ અંધ સમ ઉપદેશ માની સર્વદા “હા, હા” કરે,
અવિચારથી નિજ રાજ્યને પરહસ્તમાં સ્વાહા કરે. ૧૦

અન્યાયના આચારથી જે રાજ્યસત્તા પામતો,
સ્વાર્થી બની પર પીડને જે લક્ષમાં ના રાખતો,
રાજાતણો રાજા જગતનો નાથ તે સાંખે નહિ,
નિજ પાપનું ફળ આપતાં કરૂણા કદી દાખે નહિ. ૧૧

જે વિશ્વના ભોગો નિહાળી સ્વાર્થમાં સપડાય છે,
તે માનવી હતશક્તિ થઇ દુઃખો થકી પકડાય છે,
રાજા તથા કંગાલને શિર ચક્ર આ ફરતું રહે,
જાણ્યે અજાણ્યે કિંતુ એ નિજ કાર્યને કરતું રહે. ૧૨

જે આદિ શક્તિ કામિની સંસાર કેરૂં મૂલ છે,
તે મૂઢના મનમાં જણાતી વેરકેરૂં મૂલ છે,
જેના લીધે પાપી જનો રણુરક્તથી રંગાય છે,
ભૂલી જતાં નિજ ભાનને અધવચ અરે ટંગાય છે! ૧૩

ઓ માનવીઓ! દ્વેષ છોડી પ્રેમ લાવી મ્હાલજો,
જીવન મળ્યું બે દિનનું જોઇ વિચારી ચાલજો,
ઇર્ષા, કપટ, મદ, દંભ છોડી એક ભાવે ચાલજો,
કર્ત્તવ્ય કરતાં આપનું નિજ ધર્મને સંભાળજો. ૧૪

થોડી થએલી ભૂલથી અંતે મહાદુઃખ થાય છે,
અગ્નિતણા તણખા થકી વન ભસ્મ આખું થાય છે;
"છે અંધના આ અંધ જેવા" વાક્ય એવું દ્રૌપદી
જો બોલતી ન થતો મહાસંગ્રામ ભીષણ એકદિ. ૧૫

એ ઘોર ઇર્ષ્યાજ્વાલથી માનવગહન સળગી ગયું,
ભારતભવિષ્યાકાશ જેના ધૂમથી કાળું થયું;
હા! વીરતા, ગંભીરતા, ને શૂરતા અળગી થઇ,
સંપત્તિ આખા દેશની સમરાગ્નિમાં સળગી ગઇ. ૧૬

દુર્નીત દુર્યોધન શિખામણ કૃષ્ણની જો માનતો,
જો પ્રેમપૂર્વક પાંડવોને પાંચ ગામો આપતો;
તો આ ભયંકર દુર્દશા ભારતતણી થાતી નહિ,
ભારતવિજયલક્ષ્મી કદી રણુરક્તમાં જાતી નહિ. ૧૭

હા ! એકના અન્યાયથી દુઃખી અનેકો થાય છે,
ને "પાપના છાંટા પડે પાડોશીને" એ ન્યાય છે;
તે એકના અપરાધથી રણુરક્ત—પારાવારમાં—
ડૂબ્યો સકલ સામન્તગણુ સહુ વીરતા ક્ષણુ વારમાં. ૧૮

હા ! દુર્દશા કેવી થઈ જ્યાં બંધુથી બંધુ મર્યા,
ને તાતથી સુત, શિષ્યથી ગુરૂ, શીઘ્ર ભૂશાયી થયા;
તે દ્રોહના છાંટા છવાયા ભવ્ય ભારતવર્ષમાં,
કકળી ઉઠયાં માનવ-હ્રુદય. ભીષણુ મહાસંઘર્ષમાં. ૧૯

વાચક ! કથાનાયકતણો આ વાતથી સંબંધ છે,
તેથી અહિં સમજાવવા આ સ્વલ્પસાર નિબંધ છે;
જ્યારે ધનંજય કૃષ્ણુ સાથે રાક્ષસોને મારવા—
રણુ બંધ રાખીને ગયા, ત્યારે થયો સંહાર આ. ૨૦

રણુ શૂર દ્રોણાચાર્ય આજે એકલા બેઠા હતા,
"અંતે થશે શું યુદ્ધમાં" ચિન્તા ઘણી કરતા હતા;
સહસા કરેલા કાર્યથી મન દ્રોણનું ગભરાય છે,
ચિન્તા-અનલ-આવેશથી નિજ બુદ્ધિજલ ઉકળાય છે. ૨૧

પાપી સુયોધન તે સમે ગુરૂવાસમાં આવ્યો હતો,
કપટી, કુચાલો, નીચ મામો સાથમાં લાવ્યો હતો;
હેતે હસી વન્દન કર્યું આચાર્યના પગમાં પડી,
બોલ્યો મધુરવાણી પછી નિજ નીચ આશયથી ભરી. ૨૨

આચાર્ય ! શું નિશ્ચિન્ત થઇ બેઠા અહિં એકાન્તમાં !
થાશે ન આલસથી કદી રિપુ-નાશ આ કલ્પાન્તમાં,
નિજ શત્રુઓને મારવા આળસ કદી કરવી નહિ,
યમ-ધામ પહોંચાડ્યા વિના શાન્તિ કદી ધરવી નહિ. ૨૩

જ્યારે ધનંજય કૃષ્ણ સાથે રાક્ષસોને મારશે,
ત્યારે પુનઃસંગ્રામ કરવા શીઘ્ર પાછો આવશે;
તો ત્યાં સુધી નિજ શત્રુઓને પાર કરવા જોઇએ,
શું આપની ઇચ્છા કહો ? શત્રુ હણાવા જોઇએ. ૨૪

ઉત્સાહહીણાને સદા આલસ્ય આવી જાય છે,
ત્યમ શત્રુઓ નિજ કામમાં તત્કાળ ફાવી જાય છે,
જ્યાં રાજ્યસત્તા ઝુઝતી આલસ્ય ત્યાં ચાલે નહિ,
આલસ્ય કરતા ભૂપનો કર કોઇ પણ ઝાલે નહિ. ૨૫

નિજ શત્રુઓને મારવા રહેવું કદીએ ચૂપ ના,
" અન્યાય, અત્યાચાર, પાપો, એ રમકડાં ભૂપનાં;"
આચાર્ય ! જાણો છો બધું તો શાન્ત કાં બેઠા અરે ?
આજે કરી છલ પાંચમાંથી એકને મારો ખરે. ૨૬

આ સાંભળી આચાર્ય મનમાં નીચને ધિકકારતા,
" નાચે બધા જેવું નચાવે વિશ્વમાં ભવિતવ્યતા;"
કીધી પ્રતિજ્ઞા પાર્થથી જ્યારે ફરી આવીશ તું,
છે ધર્મ સાક્ષી આપણો, કરમાં ધનુષ ઝાલીશ હું. ૨૭

તેથી હવે સંગ્રામ તો મારાથકી થાશે નહિ,
મારી પ્રતિજ્ઞા સત્ય છે, મિથ્યા કદી થાશે નહિ;
તોપણ વિલક્ષણ હું રચું દુર્ભેદ્ય ચક્રવ્યૂહને,
જેની ખબર હોતી નથી આ શૂરવીર સમૂહને. ૨૮

આ સાંભળી શકુનિ તથા નૃપરાજ હર્ષાન્વિત થયા,
જાણે ત્રિલોકી રાજ્ય બન્ને હાથમાં પામી ગયા;
જોઇ પરાયું દુઃખ પાપી ચિત્તમાં હરખાય છે,
પાપી પડે પાછા સદા ધાર્યું ધણીનું થાય છે. ૨૯

× × × ×

નૃપરાજ–અંકિત પત્ર આજે પાંડવોને છે મળ્યો,
અર્જુન વિયોગાનલ વિષે તે ઘૃતસમો આવી ભળ્યો;
અર્જુન નથી આજે ઘરે, આ વ્યૂહરચના શું હશે ?
કેવી ભયંકર જાલ આ કપટી તણી રે ! શું થશે ? ૩૦

કીધી પ્રતિજ્ઞા પાર્થથી કે તુજ વિના લડશું નહિ,
બીજી કંઈ હિલચાલ રણસંગ્રામની કરશું નહિ;
ધર્મજ્ઞ દ્રોણાચાર્ય જેવા પાપ આવું આદરે,
પાપીતણા સહવાસથી નિષ્પાપ પણ પાપો કરે. ૩૧

શોકે છવાયા પાંડવો હે નાથ ! આજે શું થશે !
ભીષણ કપટની જાળ આ ક્ષત્રિયપણું આજે જશે;
કુન્તા, સુભદ્રા, દ્રૌપદી, સૌ શોકથી સંતપ્ત છે,
હે રામ ! શું થાશે હવે એ દુઃખથી સંતપ્ત છે. ૩૨

છે કોણ એવો વ્યૂહભેદક શૂરવીર મહારથી !
કો તારશે અમને ભયંકર શોકપારાવારથી !
વદતાં વચન આવું વિકલ શ્રીધર્મરાજા થઇ ગયા,
નિસ્તેજ ચારે ભાઇ પણ શોકાગ્નિથી સળગી ગયા. ૩૩

તેવે સમે અર્જુન–તનય વીરત્વપૂર્ણ મહારથી,
વીરાગ્રણી, વરવિક્રમી, આવ્યો સભામાં તંબુથી;
જોઇ સભામાં શોકછાયા, કોઇ પણ બોલ્યું નહિ,
નિસ્તબ્ધ–યુદ્ધવિચાર ચિંતા–ધ્યાનથી ડોલ્યું નહિ. ૩૪

ક્ષણવાર શુન્ય રહ્યું, પછી કારણ બધું સમજી ગયો,
જોઇ સમય નિજ વીરતાનો વીરવર રાજી થયો;
બોલ્યો વચન ગંભીર ત્યારે શોકચિંતા ટાળતો,
શત્રુતણી આશાલતા નિજક્રોધજ્વાલે બાળતો, ૩૫

ઉત્સાહધારી ચિત્તમાં સંપ્રાપ્ત સમરોત્કર્ષનો,
ગર્જી ઉઠયો નવમેઘ સમ અભિમન્યુ ષોડશ વર્ષનો:
હે તાત ! વ્યુહવિભેદની ચિન્તા તમે કરશો નહિ,
કાલે સવારે અંધસુતને જીવતો જોશો નહિ. ૩૬

અભિમન્યુની ઉત્સાહવાણી સૈન્યમાં વ્યાપી ગઇ,
વરમાળ જાણે વીરલક્ષ્મી કંઠમાં નાખી ગઇ;
કોમલ વદન દીપી રહ્યું, માર્તણ્ડ સમશોભિત થયો,
છબિ જોઇને તેની ખરે સુરરાજ પણ લજ્જિત થયો. ૩૭

ઉત્કર્ષ જોઈ વીરનો વિસ્મય બધાને થાય છે,
સામર્થ્ય જોઇ શૂરનું અંજાઇ બીજા જાય છે;
ત્યારે નિકટ આવી વધો સમજાવતાં નિજ સારથી,
જે યુદ્ધવિદ્યાવિજ્ઞ છે સામન્તશૂર મહારથી. ૩૮

હે શત્રુસંહારક ! સમર એ ક્ષત્રિયોનો ધર્મ છે,
દુર્ભેદ્ય કિંતુ સર્વથા તે વ્યૂહભેદનકર્મ છે;
રણશૂર યદ્યપિ આપ છો કિન્તુ હજી સુકુમાર છો,
શું હું વધુ તમને કહું, નિજવંશ પ્રાણાધાર છો. ૩૯

સાહસ કદિ કરવું નહીં, શ્રીપાર્થ પણ હાજર નથી,
કપટી, કુચાલી, શત્રુઓ છેઃ યુદ્ધની ઉંધીગતિ;
માટે ન જાશો યુદ્ધમાં નિજ શત્રુદલ વિકરાળ છે,
કપટી સુયોધન સાથીઓની પાથરેલી જાળ છે. ૪૦

આ સાંભળી નિજસારથીનું વચન હેતવિચારથી,
ગાજે ઘનાઘન જેમ ગગને તેમ બોલ્યો ભારથી;
વીરત્વ તેજ ફરી વળ્યું મુખ લાલલાલ બની ગયું,
જાણે દિવાકરબિંબ આજે પૃથ્વીમાં આવી પડયું. ૪૧

હે સારથે ! સંગ્રામ વીણુ પાછો નથી ફરનાર હું,
પૃથ્વી પરાક્રમ દાખવી શત્રુરહિત કરનાર હું;
હું યુદ્ધમાં પાછો કદી યમરાજથી પડતો નથી,
મામા તથા નિજ તાતથી પણુ યુદ્ધમાં ડરતો નથી. ૪૨

હો બાલ ચાહે વૃદ્ધ હો, વરવીક્રમી વખણાય છે,
ગણુના નથી વયની થતી, શૂરત્વ જયાં વખણાય છે;
હું બાલછું, પણુ વિશ્વવિજયી પાર્થ કેરો બાલ છું,
ને યુદ્ધમાં નિજ શત્રુઓના કાલનો પણુ કાલ છું. ૪૩

ઘનઘોષણા ગજની સુણી અપમાન તેથી માનતો,
ગર્જન કરી શાર્દૂલશિશુ કુંભસ્થલીને ફાડતો;
ધિકકાર છે નિજ શત્રુઓથી ભીતિને ધારૂં યદિ,
શું વીરબાલક શત્રુના અપમાનને સહશે કદી ? ૪૪

હા ! સત્ય છે માતાપિતાગુરૂદૃષ્ટિમાં હું બાલ છું,
પણુ શત્રુઓને સમરમાં યમરાજ સમ વિકરાલ છું;
માટે મને અટકાવશો મા, શત્રુને જીતીશ હું.
આવે ભલે યમરાજ તોપણુ શત્રુને જીતીશ હું. ૪૫

અભિમાન ખાલી ધારતાં કર્ત્તવ્યને કરતો નથી,
વીરોતણી શ્રેણી વિષે વરમાળ તે વરતો નથી;
"કપટી થકી કપટી બની, પાપી થકી પાપી બની,
યુગધર્મ આ સમજી જઇ નિજસત્ત્વ લેવું મેળવી." ૪૬

જો આજ નિર્બળતા ધરી સંગ્રામમાં પડશું નહિ,
અપમાન સમજી આપણું જો વૈરીથી લડશું નહિ;
તો કાલ તે સાહસ કરી આપણુ બધાને મારશે,
હું સત્ય કહું છું કે સુયોધન સર્વને સંહારશે. ૪૭

જો સિદ્ધ થાએ દુષ્ટના આશય બધા સંસારમાં,
તો માનવીસૃષ્ટિ ડૂબે એ દુઃખ પારાવારમાં;
પણુ દુષ્ટના આશય કદી ફળફૂલથી ફળતા નથી,
શીઆળીઆના શાપથી સિંહો કદી બળતા નથી. ૪૮.

હે તાત ! જાતાં યુદ્ધમાં મારૂં હૃદય હરખાય છે,
" સાચી કસોટી વીરતાની યુધ્ધમાં પરખાય છે; "
જીવન મરણુનો શોક સાચા ક્ષત્રિયો કરતા નથી,
" જેની રહે કીર્તિ અમર તે વીરલા મરતા નથી." ૪૯

સ્વીકાર જેનો છે કર્યો તે છોડવું શાને ઘટે ?
સ્વાતંત્ર્યનો ઉદ્ધાર આ અંકાય છે નિત જગપટે;
હે તાત ! આશીર્વાદ આપો શત્રુને સંહારવા,
પામું પ્રતાપ અમાપને જયવૈજયન્તી ધારવા. ૫૦

આ સાંભળીને સારથી રથ વેગથી લેવા ગયો,
શ્રીપાર્થનંદન ઉત્તરાને પ્રેમથી મળવા ગયો;
પ્રેમે પ્રિયાને ભેટીને વૃત્તાંત સર્વ જણાવીયું,
સાથે સમરનું ગમન વીરે ધૈર્યથી સંભળાવીયું. ૫૧

હે નાથ ! પ્રાણુાધાર ! આજે હર્ષ મુજને થાય છે,
પાપી જનોને દંડ દેવા નાથ રણુમાં જાય છે;
છે દ્વાર ખુલ્લું સ્વર્ગનું રણુ ક્ષત્રિયોને સર્વથા,
પણુ ચિત્ત મારૂં ખેદવ્યાકુલ આજ દીસે અન્યથા. ૫૨

હે નાથ ! યુદ્ધ કરો નહિ, હું એમ પણ વદતી નથી;
ક્ષત્રિયાણીઓના ધર્મથી હું લેશ પણ ડગતી નથી,
પણ વૈરીઓની આ ભયંકર વ્યૂહચક્રી જાળ છે,
જેમાં ગતિ નહિ કોઇની, પાપી બધા વિકરાળ છે. ૫૩

છો આપ બાલક એકલા તમ તાત સાથે છે નહિ,
મર્મજ્ઞ રણુપંડિત કોઈ શૂર સાથે છે નહિ;
સંગ્રામક્રીડા છે ભયંકર, નાથ ! હું ગભરાઉ છું,
ચંડાલની છે ચોકડી, પ્રાણેશ ! હું મુંઝાઉ છું. ૫૪

હું વીરપત્ની છું સદા, મરવાથકી ડરતી નથી,
પણુ પાપીઓની જાળમાં મારી મતિ ઠરતી નથી,
તેથી કહું છું હાથ જોડી નાથ ! રણ જાશો નહિ,
હે ઉત્તરાપ્રિય ! વીરવર ! નિષ્ઠુર તમે થાશો નહિ. ૫૫

પ્રાણેશ ! રણુજાશો નહિ, કંઇ કંઇ હૃદયમાં થાય છે,
ને શૂન્યસમ જગ ભાસતું, અપશકુન મુજને થાય છે;
વીરાગ્રણી છો આપ પણુ સાહસ તથા કરશો નહિ,
હું વારવાર પગે પડું, સંગ્રામમાં જાશો નહિ. ૫૬

આ બોલતાં નયને અનેરાં આંસુડાં આવી ગયાં,
જાણે કમળ પર મોતીડાં શોભા ભર્યાં જામી ગયાં;
ગદ્ગદ થઇ તે વીરરમણી ભાન નિજ ભૂલી રહી.
ભાવિમહાસંગ્રામચિન્તા—દોરથી ઝૂલી ગઈ. ૫૭

જોઇ પ્રિયાને ખેદવ્યાકુલ સાન્ત્વના ધીરે કરી,
તેનો મનોહર પાણિપલ્લવ હેતથી હાથે ધરી,
બોલ્યો પછી શ્રીપાર્થનન્દન, શું યથોચિત રીતિથી,
પાઠક ! હવે તે સાંભળો આશ્ચર્યકારક પ્રીતિથી. ૫૮

જીવનમયી ! મનમોહિની ! મંગલમયી ! પ્રાણપ્રિયે !
આવી રીતે કાયર બની ગભરાવવું નહિ જોઇએ,
જુઓ વિચારી વીરનું કર્ત્તવ્ય છે કેવું ભલા !
હા હા ! વિકલતા આજ આવી ક્યાં થકી આવી ભલા ! ૫૯

વીરસ્નુષા, તું વીરરમણી, વીરગર્ભા છે તથા,
આશ્ચર્ય જે મમ રણગમનથી થાય છે તુજને વ્યથા;
તેં વાત છે જાણી બધી, કહેવું વધારે વ્યર્થ છે,
બદલો ન લેવો શત્રુથી કેવો અધર્મ અનર્થ છે ! ૬૦

નિજશત્રુનું સાહસ કદી વધવા ન દેવું જોઇએ,
બદલો ગમે તેવી રીતે પણ શીઘ્ર લેવો જોઇએ,
પાપી જનોને દંડ દેવો જોઇએ સમુચિત સદા,
વરવીર ક્ષત્રિય વંશનું કર્ત્તવ્ય છે આ સર્વદા. ૬૧

અન્યાયધારી કૌરવોએ દુઃખ કેવું છે દીધું,
બાળી ભમાવ્યા રાનમાં, અમ રાજ પણ તાબે કીધું !
આવી રીતે અપમાન જો પાપી વિપક્ષીનું સહે,
ઓહો પ્રિયે ! સંસારના વરવીર અમને શું કહે ! ૬૨

વહાલી ! ધરો મન ધૈર્ય, પાછો વેગથી આવીશ હું,
રણમાં વિજય પામી પ્રિયે ! નિજ કાર્યમાં ફાવીશ હું,
ચિંતા તજો સહસા પ્રિયે ! અમ પક્ષમાં ભગવાન છે,
સામન્ત ગણ વરવિક્રમી નિર્ભય તથા બલવાન્ છે. ૬૩

એ સાંભળી નિજનાથવાણી સુંદરી ઉત્સાહથી.
બોલી હૃદયમાં ધૈર્ય ધારી નાથને પ્રોત્સાહથી:
જાઓ પધારો નાથ ! રણમાં પાલજો નિજધર્મને,
મમતા તજી જીવન તણી સ્વીકારજો નિજકર્મને. ૬૪

જીવનમરણના મોહથી પાછા કદી ફરશો નહિ,
યમરાજ આવે યુદ્ધમાં તો પણ પછી ડરશો નહિ,
આદેશ આપી દેશને જીવિત થશો ધરણી વિષે,
ને વીરની કરણી સદા નિજદેશને તરણી થશે. ૬૫

ઉત્સાહ જેવો આજ છે, તેવો સમરમાં લાવજો,
ઓજસ્વિતા ધારી વરી જયમાળ વે'લા આવજો,
છે યુદ્ધ એ તો ક્ષત્રિયોને કીર્તિકેરૂં પારણું,
છે યુદ્ધ એ તો વીર માટે મોક્ષકારણ બારણું. ૬૬

જે જન્મ પામે માનવી તો ! નાશ તેનો થાય છે,
કર્તવ્ય માટે જે મરે સુર કીર્તિ તેની ગાય છે;
ફરશો ન પાછા નાથ રણથી પ્રાણ જો હો દેહમાં,
લડજો કરી કર્તવ્યને, પડશો ન મારા સ્નેહમાં, ૬૭

મરવું સમરમાં ક્ષત્રિયોનો શાસ્ત્રસંમત-ધર્મ છે,
ફરવું સમરથી હાર પામી, નીચતામય કર્મ છે,
રાખી અટલ વિશ્વાસ જીવન જંગમાં કૂદી પડો,
થાશે સફળતા નાથ ! નિજ કર્તવ્યમાં કૂદી પડો. ૬૮

આજ્ઞા પ્રભુ ! આપો મને તો નાથ આવું સાથમાં,
છે વીરપત્ની શોભતી નિજનાથકેરા સાથમાં,
કરશું મળી સંહાર સાથે શત્રુદલનો આપણે.
નિજવંશગૌરવ સાચવી જયમાળ વરશું આપણે. ૬૯

કર્તવ્યને કરવું સદા પ્રત્યેક જનનો ધર્મ છે,
સુખદુઃખ સરખાં માનવાં, એ જ્ઞાનીઓનો મર્મ છે,
અંધારમાં જે ભટકતો શું સૂર્ય તે જોશે નહિ ?
જે આજ હસતો મોહમાં, શું કાલ તે રોશે નહિ ? ૭૦

હે વીર ! છે તમ હાથમાં આજે પ્રતિષ્ઠા થાપવી,
શાર્દૂલને મૃગ મારવા શિક્ષા કહો શી આપવી !
હે નાથ ! જાઓ યુદ્ધમાં અરિરક્તથી તર્પણ કરો,
કર્ત્તવ્યનું પાલન કરી જીવન ભલે અર્પણ કરો. ૭૧

છો વીર-પુંગવ વીરબાલક વીરતાના ધામ છો,
નિજવંશ ઉદ્ધારક મહોજ્જલકર્મ પુત્રલલામ છો,
આપી યથોચિત-દંડ આજે પાપીઓનો ક્ષય કરો,
રાખી પ્રતિષ્ઠા પાંડવોની સર્વદા જય જય કરો. ૭૨

અભિમાન એ મુજને ઘણું કે નાથ રણમાં જાય છે,
કર્ત્તવ્ય કરવા પ્રેરતો સ્વર્ગીય વાયુ વાય છે,
કીર્તિ તમારી શૂરતાની દશદિશાને લીપશે,
આ દેશ ભારત વર્ષ વ્હાલી વીરતાથી દીપશે. ૭૩

હે નાથ ! સમજું છું ઘણું આ પાપ સહુને લાગશે,
કયારે પરસ્પર-એકતા-સ્વર્ગીયગંગા ગાજશે ?
દુર્ભાગ્યથી આવી પડયો આ દેશનાશક તંત છે,
આ દેશ ભારતવર્ષની આદર્શતાનો અંત છે. ૭૪

કયારે પુનઃ કર્ત્તવ્ય કરવા વીરવાજાં વાગશે ?
કયારે પુનઃ કલ્યાણ કરવા દેશમાં જન જાગશે ?
કયારે અમંગલ હાનિકારક દ્વેષ અમથી ભાગશે ?
કયારે પરસ્પર એકતા સ્વાતંત્ર્ય વીરો માગશે ? ૭૫

જાઓ અરિસંહારવા ચિન્તા કશી કરશો નહિ,
જીત્યા વિના રિપુસંઘને પાછા કદી ફરશો નહિ;
જાઓ હૃદયધન ! જય અજય દેનાર જગદાધાર છે,
અન્તે પ્રભુના દ્વારમાં તો સત્યનો જયકાર છે. ૭૬

એવી રીતે સમજાવીને અભિમન્યુ આવ્યો સૈન્યમાં,
આજ્ઞા કરી રણુમાં જવા નિજ સારથીને સાનમાં;
આનંદપૂર્ણ નિહાળતાં તેના અટલ ઉત્સાહને.
જય જય થયો રણુરંગમાં નિરખી અલૌકિક ભાવને. ૭૭

પ્રેમે વિજયવરમાળ ધારી કંઠમાં સહુને નમ્યો.
રાજીવલોચન રામસમ સહુ બન્ધુને મનમાં ગમ્યો;
નિજ સારથીના સાથમાં વીરામણી રથ પર ચડયો,
તેને નિહાળી સૈન્યનો ઉત્સાહસિંધુ ઉછળ્યો. ૭૮

પ્રત્યેક વીરશરીરમાંહી વીરતા વધતી હતી,
ત્યારે સહામંગલમયી આવી ગયાં કુન્તા સતી;
સંકટ અને ચિંતાથકી દુર્બલ થએલું ગાત્ર છે,
પણ વીરતામય ધીરતા આદર્શતાનું પાત્ર છે. ૭૯

એ વીરરમણી રણુગમનને સાંભળી અભિમન્યુનું,
કુલમાનિની હરખાય મનમાં ધન્ય છે અર્જુન તનુ!
આવી કુલોચિત આપવા મંગળમયી આશીષ છે,
કલ્યાણુ છે તેનું અહીં જયાં સર્વદા જગદીશ છે. ૮૦

હેતે વધાવ્યો પૌત્રને કુંકુમકરે મંગળ કરી,
પાવન પવિત્રિતવિશ્વ દક્ષિણુહસ્ત તેના શિર ધરી;
જા વીર બેટા! શત્રુને સંહારવા જય લાવજે,
અથવા કરી કર્તવ્ય આખર વંશને દીપાવજે. ૮૧

લે શસ્ત્ર બેટા! હાથમાં કીર્તિ અમર કર તાતથી,
હેજે સમરમાં શત્રુને ઉત્તર ભયંકર લાતથી;
કીર્તિધ્વજા રણુમધ્યમાં પાંડવતણી ફરકાવજે,
બદલો લઇ નિજવૈરનો અભિમાનથી ઘર આવજે. ૮૨

દેખી સમરમાં શત્રુને તુજને અધિક બલ આવશે,
આશીષ મારી એજ છે કર્તવ્યમાં તું ફાવશે;
રક્ષા કરો જગદીશ નિત, ફરકે ન તારો આંખડી,
લે આવ બેટા ! હાથમાં બાંધુ વિજયની રાખડી. ૮૩

આવી રીતે આશીષ દઇ માતા ગયાં નિજધામમાં,
ગર્જ્યો ધનંજયવીર બાલક વંશના અભિમાનમાં;
તે ધન્ય છે જગમાં ન જેની જાગતી જોડી જડે,
જેની અલૌકિક વીરતાના વિશ્વમાં પડઘા પડે. ૮૪

વાચક ! વિચારો તો જરા આ સમયની અદ્ભુત છટા,
કેવી અલૌકિક શૈલ-સરખી શૂરવીરોની ઘટા;
દુર્ભેદ્ય ચક્રવ્યૂહ પાસે કૌરવો ઉભા રહ્યા,
અભિમન્યુ પણ તે ભેદ કરવા તેમની સામા ગયા. ૮૫

આ યુદ્ધમાં અભિમન્યુની આશ્ચર્યકારક વીરતા,
રણવેગ, રણપાંડિત્ય સાથે તે મહાગંભીરતા;
જોઇ પ્રથમ નિજ શત્રુઓ તો મૂઢ જેવા થઇ ગયા,
જ્યાં જે હતા આશ્ચર્યથી તે ત્યાંજ હા ! ઉભા રહ્યા. ૮૬

આરંભમાં કોદંડની ધ્વનિ મેઘના સરખી થઇ,
ઉદ્દંડ ચંડ શરાવલી ધારા સમી વર્ષી રહી;
કલ્પાંતનો રવિ જેમ બાળે તેજથી સંસારને,
ત્યમ તીક્ષ્ણ શરથી બાળતો નિજ શત્રુસૈન્ય વિશાલને. ૮૭

ક્યારે લીધું શર હાથમાં, ક્યારે ધનુષમાં જોડીયું,
ક્યારે ચલાવી વેગમાં શત્રુનિશાનું તોડીયું;
જાણ્યું ન જાયે જોરમાં ઝમઝમ શરાવલી જાય છે,
કોદંડ ફરતું હાથમાં શત્રુ કપાતા જાય છે. ૮૮

ગણુતો નથી વીરાગ્રણી નિજ શત્રુઓના શસ્ત્રને,
ફેંકી રહ્યો છે શૌર્યથી અરિપક્ષમાં નિજ અસ્ત્રને;
અવિરામ રામ સમાન રણમાં પાર્થનન્દન ઝૂઝતો,
રણરક્ત—પારાવારમાં અરિસંઘ સઘળો ડૂબતો. ૮૯

છે ધ્યાન બીજે, બાણ બીજે, શત્રુ સંહારાય છે.
પડતા નિહાળી વૈરીઓને હર્ષથી છલકાય છે;
કોઇ તણું ધઠ ધડ પડે ને રૂંડમુંડ જણાય છે,
કરપદ, શરીર, કપાય છે, રણસિંધુ માંહી તણાય છે. ૯૦

કેવી પરસ્પર ભીષણાકૃતિ બાણવૃષ્ટિ થાય છે,
પડતા નિહાળી શત્રુઓને ચિત્તતુષ્ટિ થાય છે;
ભીષણ રિપુના શસ્ત્રથી નિજશસ્ત્રપણ અથડાય છે,
કંપી ઉઠે પૃથિવી બધી ભીષણ કડાકા થાય છે. ૯૧

અશ્વોથકી અશ્વો લડયા, ગજની ઘટા ગજસંઘથી,
શૂરોથકી શૂરો લડયા, મસ્તાન આયુધ–જંગથી;
નિજપરતણું રણરંગમાં ભૂલી ગયા સહુ ભાન છે,
નિજ શત્રુઓને મારવા સહુને ચડેલું તાન છે. ૯૨

સુરરાજ સમ અભિમન્યુ કૌતુકથી શરાવલી ફેંકતો,
રણમાં હજારો એક શરથી શત્રુઓને પાડતો;
આવી નિહાળી વીરતા કોઇ ન ત્યાં સામું થયું,
ભાગ્યા, કપાણા શત્રુઓ, મેદાન ખાલી થઇ ગયું. ૯૩

આવી રીતે રવિ જેમ ભેદે અંધકારસમૂહને,
તે પાર્થનંદન ભેદતો રણવીરચક્રવ્યૂહને;
અદ્ભુત પરાક્રમ જોઇને અરિશક્તિ કુંઠિત થઇ ગઇ,
આગળ વધ્યો શૂરામણી, અરિલક્ષ્મી લુંઠિત થઈ ગઈ. ૯૪

પણ સાથમાં કોઈ ન ત્યાં પહોચ્યું પ્રબલ અતિશક્તિથી,
ત્યાં દ્વારરક્ષક નૃપ જયદ્રથ સ્થિર હતો દૃઢ ભક્તિથી;
અર્જુન વિના તેને ન કોઈ જીતવા બલવાન્ છે,
જે સાહસી રણધીર વીર સમસ્તરણ ગુણવાન છે. ૯૫

ત્યાં કર્ણભ્રાતા પાર્થનન્દનથી પછી લડવા ગયો,
તે આવતાં સુરસુંદરીના પ્રેમનો સાથી થયો;
એ જોઇને વીરેશ કર્ણ કરાલ બાણો છોડતો,
જાણે ભયંકર અગ્નિજવાલા ક્રોધ લાવી ફૂંકતો. ૯૬

નિજ શૌર્યના આવેશથી અભિમન્યુ રણમાં ખેલતો,
અગણિત શરાવલી વૈરીઓના સૈન્યમાંહી મેલતો;
અર્જુનતનયના બાણથી નૃપકર્ણરથ ભાંગી ગયો,
હારી જતાં અભિમન્યુથી સંગ્રામથી ભાગી ગયો. ૯૭

ત્યારે સુયોધન-પુત્ર લક્ષ્મણ વીરથી લડવા ગયો,
જાણે સ્વયંવપુ ધારીને શું વીરરસ લડવા ગયો!
આ તુલ્યવયના બાળકોની વીરતા, ગંભીરતા,
સાહસ અને વિક્રમ અલૌકિક શી વખાણું ધીરતા ! ૯૮

ક્ષણવાર ચાલ્યું યુદ્ધ આ વીરોતણું સાહસભર્યું,
અન્તે પછી અભિમન્યુએ સાહસ અલૌકિક આદર્યું;
જય ! પાંડવોની જય ! વદી વિકરાલ બાણ વછોડીયું,
તેણે જઇને વેગથી લક્ષ્મણતણું શિર છેદીઉં. ૯૯

તત્કાળ હાહાકાર રિપુના પક્ષમાં વ્યાપી ગયો,
ને દુષ્ટ દુઃશાસન સમર-મેદાનમાં આવી ગયો;
અભિમન્યુ તેને જોઇને ક્રોધે ભરાયો ભારથી,
બોલ્યો પછી ગર્જન કરી વીરાગ્રણી આ ભારતી. ૧૦૦

રે દુષ્ટ ! પાપી ! નારકી ! અત્યારસુધી ક્યાં હતો ?
હું ક્યારનો રણરંગમાંહી શોધતો તુજને હતો;
રે દુષ્ટ ! મારાં બાણ તારા પ્રાણનાશનિમિત્ત છે.
તૈયાર થા લડવા હવે નિજપાપપ્રાયશ્ચિત્ત છે. ૧૦૧

આજે હણી સહુ દેખતાં નિજ વૈરશોધન હું કરું,
પુરું પ્રતિજ્ઞા તાતની નિજ બાણથી તુજને હણું,
મમ બાણથી આજે તને કોઇ બચાવી ના શકે,
રે ! દુષ્ટ ! પણ ભાગીશ મા રણથી, ખરું કહું છું હવે. ૧૦૨

જયમ હસ્તીને નિહાળતાં શાર્દૂલ કૂદે ભેદવા,
ત્યમ પાર્થ-નન્દન ક્રોધથી લાગ્યો અરિને છેદવા;
ઉદ્દંડ તેના તેજને પાપી સહન કરી ના શક્યો,
તેથી કંઇક અભિમન્યુ પ્રત્યે ગર્વમાં આવી બક્યો. ૧૦૩

રે બાલ ! જા રણથી હઠી, શાને વૃથા મરતો મથી ?
મમ શસ્ત્રથી તવ ઘાત થાશે આજ રણમાં સત્યથી;
રોશે બિચારો પાર્થ, તેના વંશનું તું મૂલ છે,
મમ વજ્ર જેવા શસ્ત્ર આગળ તું સુકોમળ ફૂલ છે. ૧૦૪

આ સાંભળી અભિમન્યુ વાણી પાપીની મનમાં હસ્યો,
ને દંડ દેવા પાપનો સંગ્રામમાં આગળ ધસ્યો;
" ગંભીરતા ને ધીરતા શૂરત્વનો શણગાર છે,
સંસારમાં સાચા મનસ્વી વીરનો જયકાર છે. " ૧૦૫

રે ! દુષ્ટ દુઃશાસન ! હવે લે રામ રાઘવ નામ તું,
તવ પ્રાણનાશક દંડદાયક બાણ મારું છૂટતું;
છરછર કરંતું બાણ છૂટયું વેગથી ઝટકા કર્યા,
મારી પછાડયો પાપીને રથ અશ્વના કટકા કર્યા. ૧૦૬

ભંગાણુ પડીયું રંગમાં ને જંગ ત્યાં જામી ગયો,
રણુથી દુઃશાસનને પછી નિજ સારથિ ગૃહ લઈ ગયો;
અપમાન પામે પાપીઓ પણુ પાપથી ડરતા નથી,
ધારેલ નીચ વિચારથી દૈવી-પથે ચડતા નથી. ૧૦૭

બન્ને પરસ્પર સૈન્યમાં રણુજંગ જામ્યો જોરમાં,
ગણુતા નથી મારું પરાયું શૂરતાના તોરમાં;
અસ્રો! કપાતાં અસ્રના કડકડ કડાકા થાય છે,
છૂટે શતઘ્ની મેઘમંડલ સમ ભડાકા થાય છે. ૧૦૮

દુર્ધર્ષ દાનવવ્યૂહને જ્યમ શક્ર કાપી નાખતો,
ત્યમ વજ્ર સરખાં બાણુથી અભિમન્યુ અરિ સંહારતો;
વીરાગ્રણી રણુગગનમાં માર્તંડ સમ જાજ્વલ્ય છે,
ઉભો ન કોઇ ત્યાં રહે જ્યાં વીરતા-પ્રાબલ્ય છે. ૧૦૯

ચાલ્યાં પરસ્પર આયુધો કોદંડથી જે છૂટતાં,
જેથી ધરેલાં ગાત્રમાં રણુધીર-કવચો તૂટતાં;
શર ભેદી ચાલ્યાં જાય છે અરિગાત્રને ક્ષણુવારમાં,
તરતા અનેક મહારથી રણુ-રકતપારાવારમાં. ૧૧૦

જોઈ છટા અભિમન્યુની રણુશૌર્ય-કૌશલતા ભરી,
નૈરાશ્યવાદળ સારથિના ચિત્તથીજ પડયું ખરી;
વિક્રમ નિહાળી વીરનું વીરત્વસમરોત્કર્ષથી
આશ્ચર્યનિધિમાં ડૂબતો તે સારથિ સુતહર્ષથી ૧૧૧

શત્રુતણુા અપકારને જે સર્વથા સાંખે નહિ,
વિખ્યાત-ગૌરવ વંશમાં જે કાલિમા નાખે નહિ;
નિજ વંશવિક્રમ દાખવી જે કીર્તિમય માળા ધરે,
તેને નિહાળી કોણુ ના બહુ હર્ષનાં આંસુ ભરે ? ૧૧૨

હે વીર શૂરશિરોમણે ! છે ધન્ય વિક્રમ ધન્ય છે !
તારા સમો કુલદીપ જગમાં કોણ આજે અન્ય છે ?
ગર્જન્ત મત્તમતંગજોનાં મસ્તમસ્તક ફાડતો,
નિજ વંશની રીતિ ન ભૂલે કેસરી તે ત્રાડતો; ૧૧૩

આવ્યો હતો પાપીતણો સંદેશ ધર્મ સમીપમાં,
હાજર હતા શ્રીકૃષ્ણ કે તવ તાત નહિ એ વારમાં;
છિદ્રો નિહાળી પાપીઓ નિજ કલ્પના-ભીત્તિ ચણે,
કિન્તુ ખરેખર વિશ્વમાં "વાવે યથા તેવું લણે." ૧૧૪

જગદીશના સામ્રાજ્યમાં છળ કોઇનું ચાલે નહિ,
તેનો નિયમ અવિચલ, અટલ, કોઇ કદી ટાળે નહિ;
પણ સ્વાર્થઅન્ધા આદરે કંઇ કામ કાળાં કારમાં,
ધ્રૂજે સકલ જગ ભીતિથી જેની ભયંકર જવાલમાં. ૧૧૫

ચાહે કરે અન્યાય પણ અન્તે કદી ફાવે નહિ—
પાપી જનો નિજ કામમાં; એ સૂત્ર સંસારે સહી.
પણ આંધળા,મતિહીન, પાપી પાપમાં અથડાય છે,
અન્તે ભયંકર દુર્દશાથી ગર્તમાં પછડાય છે. ૧૧૬

તેં વંશવિક્રમ દાખવી કીર્તિ કરી નિજ તાતની,
હે વીર! બીજું શું કહું ? શાન્તિ કરી સન્તાપની;
તે વીર છે, તે ધીર છે, તે માનવી ને શૂર છે,
જેનું હૃદય કર્ત્તવ્યના જુસ્સાથકી ભરપૂર છે. ૧૧૭

તે પાપીએ પાંડવતણા જે જે કર્યા અપકાર છે,
તેં વીર ! વિક્રમ દાખવી આજે ઉતાર્યો ભાર છે;
તારા સમા ભારત વિષે સુતરત્ન જ્યારે પાકશે,
ત્યારે અરિના સત્વને તે શીઘ્ર કચરી નાખશે. ૧૧૮

જે જે મળ્યાં છે દુઃખ અમને શું સ્મરણુ તેનું કરું,
પણુ આજ જોઇ વીરતા તારી હૃદય મારું ઠર્યું;
લાક્ષાગૃહે બાળ્યા અરે ! અમ પાંડવોને રાનમાં,
તે અગ્નિના ભડકા ઉઠયા છે વીર તારા બાણુમાં. ૧૧૯

તે પાપીએ છલ આદરીને દ્યૂતબાજી પાથરી,
ત્યાં પાંડવોની વીરતા ને રાજલક્ષ્મી આથમી;
જે પાપીએ સતી દ્રૌપદીનાં હાય ! ખેંચ્યાં ચીર છે,
તેં આજ તેની છાતીમાં ભોંકયાં ભયંકર તીર છે. ૧૨૦

ગઇ રાજલક્ષ્મી, વીરતા, ને દીન, હીન થઇ ગયા,
તે ધર્મરાજા ભાઇઓની સાથમાં વનમાં ગયા;
વેઠયાં ઘણાંએ કષ્ટ પણુ નિજ સત્યને છોડયું નહિ,
"ધોબીથકી ધોબી થવા" મન એમનું ડોલ્યું નહિ. ૧૨૧

ચાહે ડગે પર્વત કદી, પૃથ્વી રસાતલ જઇ વસે,
ચાહે રવિશશી માન મૂકી સ્થાનથી આઘા ખસે;
ચાહે ભયંકર અગ્નિજ્વાલા વિશ્વને બાળે યદિ,
પણુ ધર્મપથથી વીર નરનું ચિત્ત ના ડગતું કદી. ૧૨૨

અતિ કષ્ટ વેઠયું પાંડવોએ વિશ્વમાં વિખ્યાત છે,
તેથી મનોહર કીર્તિ આજે લોકમાં પ્રખ્યાત છે;
પણુ પાપીઓ ચેત્યા નહિ, તે આજ સઘળું જાણુશે,
અન્તે અમોઘ ગદાતણું ફળ ભીમ હાથે ચાખશે. ૧૨૩

આ ઘોર રણુસંગ્રામમાં જો કે સુયોધનદોષ છે,
તેથી કરેલો પાંડવોએ તેહના પર રોષ છે;
થાશે ઉભયકુલનાશ આથી એજ મોટી ભૂલ છે,
જે એક વૃક્ષતણાં સુભગ બન્ને મનોહર ફૂલ છે. ૧૨૪

પણ ધર્મને જે સાચવે નીતિ કદી છોડે નહિ.
બાંધેલ ધાર્મિક બંધનો જે આપથી તોડે નહિ;
તેને સદા બન્ધુ ગણી સમભાવ તેમાં રાખવો,
વિપરીત ચાલે તો અવશ્યજ દંડ તેને આપવો. ૧૨૫

જે ન્યાય કે અન્યાયના પરિણામને જાણે નહિ,
નિજ ભૂલ હોય તથાપિ જે સ્વીકારવા માને નહિ;
અંતે વિષમ દુઃખ મેળવે, આશા હૃદયની તૂટતી,
અંધારમાં અથડાય પાપી ભાગ્ય-રેખા ફૂટતી. ૧૨૬

આવી રીતે નિજ સારથિની હર્ષવાણી સાંભળી,
અભિમન્યુ બોલ્યો વિનયથી કરયુગ્મ જોડી ભારથી;
હે તાત ! છે મેં શું કર્યું ? એ આપનોજ પ્રતાપ છે,
કર્ત્તવ્યપાલન મેં કર્યું, શી વીરતાની વાત છે? ૧૨૭

તેવે સમય ગુરુદ્રોણસુત અભિમાનપૂર્ણ મહારથી,
આવી ઉભો અભિમન્યુ સામે જીતવા શરમારથી;
છોડયું ધનુષથી બાણ ચાલ્યું પાર્થનન્દન મારવા,
પણ અર્ધમાં તે સારથીએ કાપીયું ક્ષણવારમાં. ૧૨૮

ક્રોધે ભરાઇ પાર્થપુત્રે બાણ એક ચલાવીયું;
કાપી ધનુષ કરથી ગગનમાં એકદમ ઉડાવીયું;
જોઇ અવસ્થા આ સુયોધન જંગથી છુટો થયો,
ગુરુ દ્રોણ પાસે કૂટ કરવા શિબિરમાં પાપી ગયો. ૧૨૯

* * * *

તંબુમહીં શ્રીદ્રોણ ચિંતા યુદ્ધની કરતા હતા.
તૂટી પ્રતિજ્ઞા પાર્થથી નિઃશ્વાસ એ ભરતા હતા;
શું પાર્થને ઉત્તર વદી કેવી રીતે સમજાવવો,
કેવી રીતે નિજ શત્રુને પણ ઘોર રણમાં મારવો ? ૧૩૦

ક્યાં એક બાલક અલ્પવયનો શૂર ક્યાં અગણિત અહા !
તદપિ ન જીતાયે રણે વર્તાવતો સંત્રાસ હા !
મરશે રિપુ કેવી રીતે? પરિણામ અંતે શું થશે !
હારીશ હું કે યુદ્ધમાં! અપકીર્તિ મારી શું થશે ? ૧૩૧

બાણાવલી–વરવીરમાં હું વિશ્વમાં પ્રખ્યાત છું,
ત્યમ ઉભય–કુલ–સંગ્રામશિક્ષક સર્વદા વિખ્યાત છું;
સાહસ કર્યું, મતિ ભોળવાઈ, પાપીઓના સાથમાં,
કપટી સુયોધનના ફસાણો આજ આવી હાથમાં. ૧૩૨

જ્યારે મહાબલ પાર્થ આવી રણકપટને જાણશે,
મનથી મને ભીરુ ગણી વિશ્વાસઘાતી માનશે;
હા ! કીર્તિ અસ્ત થઈ જશે, નિંદા થવાની આખરે,
"મૃત્યુથકી પણ વીરને અપમાન દુઃખ અસહ્ય છે." ૧૩૩

પાપી સુયોધન આ સમય અભિમન્યુને સંહારવા,
કરવા કપટની જાલ આવ્યો દ્રોણ-ગુરુ-આગારમાં;
જોઇ ગુરુને યુદ્ધનું વૃત્તાન્ત સર્વ જણાવીયું,
અંતે સુભદ્રાતનય હણવા યુક્તિથી ફરમાવીયું. ૧૩૪

આચાર્ય ! શું બેઠા અહીં? રણમાં બધા રોળાય છે !
શાર્દૂલથી કરિ જેમ અરિથી સૈન્ય ત્યાં ચોળાય છે !
હું શું કરું, તમ વચનથી મેં ચક્રવ્યૂહ બનાવીયો !
હાથે કરી મેં લાત મારી સુપ્તસિંહ જગાવીયો ! ૧૩૫

તે શત્રુબાલક એકલો બાણાવલી વરસાવતો,
મુજ પક્ષ સાહસ જોઇ તેનું યુદ્ધમાં ના ફાવતો;
આચાર્ય ! તમને ને મને તે યુદ્ધમાં સંહારશે,
તે પાર્થનંદન આજ કાં તો સૃષ્ટિને સંહારશે. ૧૩૬

જ્વાલામયી બાણાવલી તે એક સાથે છોડતો,
ભીતિ ગણે ના કોઇની મમ પક્ષને સંહારતો;
જીત્યા ન કોઇ જંગમાં જે જીવતા જાતે લડ્યા,
થાશે હવે શું અન્તમાંહી " હાથનાં હૈયે નડ્યાં ". ૧૩૭

જે કાળ સામે યુદ્ધમાં પાછું નહિ પગલું ભરે,
તે કર્ણ જેવા ભારથીઓ જોઇ તેને થરથરે;
આચાર્ય ! પ્રાણ બચાવવા પાછું કંઇ છલ આદરો,
બસ, એજ ઇચ્છા છે રિપુને શીઘ્ર ભૂશાયી કરો. ૧૩૮

હા નીચ, દુર્યોધન ! હલાહલ નીચતાનું વ્યાપશે,
તવ કર્મના કૌટિલ્યની ઇતિહાસ સાક્ષી આપશે;
તારા સમો કુલનાશકારી માનવી જો પાકશે,
હા ! દેશ ભારતવર્ષ ! આખર શી દશા તારી થશે ! ૧૩૯

તારા હૃદયમાં છે ભરાણી નીચતાની કૂટતા,
સંત્રાસદાયક પાપકર્મો ના હજુએ છૂટતાં;
સહવાસ તારો હું કરી નિજ પાપથી પસ્તાઉં છું;
નિજકીર્તિને કાળી કરી અપમાનખત્તા ખાઉં છું. ૧૪૦

એવું વિચારી દ્રોણ મનમાં માનમાઝા મૂકતા,
બોલ્યા વચન-પાવકથકી પાપી હૃદયને બાળતા;
રે ! નીચ ! તારા સંગમાં મેં પાપ કેવું આદર્યું !
વિશ્વાસઘાતક હું થયો.શુભવિપ્રકુલ કાળું કર્યું ! ૧૪૧

વિશ્વાસઘાતકતા કરી ફળ અન્તમાં શું આવશે ?
ઇતિહાસપૃષ્ઠે દ્રોણની કીર્તિ હવે કાળી થશે !
ભૂલી ગયો નિજ ભાનને અન્યાય કેવો આદર્યો !
ઓછો હતો જે પાપનો ઘટ આજ મેં પુરો કર્યો ! ૧૪૨

એ પાપ-ઘટ ફૂટી જશે, વિષ વિશ્વમાંહી વ્યાપશે,
મુજને ખરેખર માનવીઓ સર્વથા ધિક્કારશે;
હા ! ભૂલ કેવી મેં કરી ! હા ! બુદ્ધિ મારી ક્યાં ગઈ !
પાંપીતણા સહવાસથી મારી મતિ અવળી થઈ ! ૧૪૩

આ પાપપારાવારથી કેવી રીતે આજે તરું ?
હાથે મૂકી મેં આગ, પાણી કેમ હું સિંચન કરું ?
આ ઘોર કર્મ કર્યાથકી આવી દશા મારી થઇ,
પાપીતણા સહવાસથી મમ જિંદગી ખારી થઇ ! ૧૪૪

આ સાંભળી ગુરુદ્રોણવાણી એકદમ ધિક્કારની,
છાયા છવાણી દુષ્ટના અન્તરમહીં અપકારની;
બોલ્યો પછી ઉપહાસ કરતો નીચ માતુલ રોષમાં,
પાપીતણી દૃષ્ટિ ખરેખર જાય સજ્જનદોષમાં. ૧૪૫

આચાર્ય ! આ શું આદર્યું ? તમને કદી શોભે નહિ !
બાજી જશે નિજ હાથથી, આળસ કદી શોભે નહિ;
તમ વચનથી રણ છે થયું, તમ હાથમાં રણભાર છે,
કાયર થઈ ઘર બેસવું ધિક્કાર વારંવાર છે. ૧૪૬

સમરાગ્નિ સળગે જોરમાં ઉત્સાહવાત પ્રચંડ છે,
મરવું ભલે આજે પડે, દેવો રિપુને દંડ છે;
ચાહે ચરાચર-વિશ્વ આજે શત્રુની રક્ષા કરે,
પણ છે પ્રતિજ્ઞા સત્ય કે અરિશીર્ષ રણભૂમાં પડે. ૧૪૭

બળ શત્રુનું વધતું જતું ! સૈનિક અચળ વિસ્તાર છે,
જો આમ બેસીશું અહીં, ક્ષણમાં થવાની હાર છે;
કીધી પ્રતિજ્ઞા છે તમે કે શત્રુને સંહારશું,
આવે ભલે યમરાજ તો પણ આજ રણમાં મારશું. ૧૪૮

ભીરુ થઇ, ભૂલી જઇ ઉદ્દેશવિક્રમકર્મને,
ધિક્કાર છે તેને સદા, જે યાદ કરતો ધર્મને;
કર્ત્તવ્યથી સાચી કસોટી ધર્મની પરખાય છે,
કર્ત્તવ્ય જ્યાં હોતું નથી ત્યાં ધર્મ ધક્કા ખાય છે! ૧૪૯

તો વ્યર્થ ચિન્તા શી કરો? ચિન્તા અનલ સમ બાળશે,
શત્રુ નિકટ આવી ઉભો તે સર્વને સંહારશે;
આચાર્ય! વિક્રમ દાખવો, વિક્રમ વરેણ્ય ગણાય છે,
પુરુષાર્થથી ભવભીતિપારાવાર પાર કરાય છે. ૧૫૦

આ યુદ્ધને ગણુતા હશો પોતે ભયંકર પાપ છે,
પણ પાપ એ અન્તઃકરણનો ભીરુતામય જાપ છે;
પુરુષાર્થવંચિત ભીરુતામાં પાપ પુણ્ય ગણાય છે,
ભવપાઠશાળામાં સદા કર્ત્તવ્યમંત્ર ભણાય છે. ૧૫૧

ગુરુદેવ! કાયરતા ધરી ગતકાળ શું સંભારતાં
થાશે વિજય કૌરવતણો શું આમ ધર્મ વિચારતાં?
આવી હતી આશા ન અમને અન્તમાં આવું થશે!
કૌરવવિજયતરણી સમરસાગરમહીં ડૂબી જશે. ૧૫૨

બોલે યથા કરવું તથા એ વીરજનનો ધર્મ છે,
વિશ્વાસઘાતકતા ખરેખર વિશ્વમાં દુષ્કર્મ છે;
વિશ્વાસ રાખી આપનો આ આદરેલું કામ છે,
વિશ્વાસઘાતકને કદી જગમાં ન ઠરવા ઠામ છે. ૧૫૩

છોડી બધી ચિન્તા હવે શ્રીમાન્! આયુધ કર ધરો,
જો હાથ પકડયો છે હવે તો પાર પણ પોતે કરો;
અભિમન્યુને સંહારવા પણ યુક્તિ બીજી આદરો,
કુરુનાથનું સંકટ હવે ગુરુદેવ શીઘ્ર તમે હરો. ૧૫૪

આવી રીતે વાણી સૂણી કપટીતણી નિંદાભરી,
ક્રોધાગ્નિની જ્વાલા ભયંકર દ્રોણના નયને ઝરી;
હે નીચ ! તુજને જય અજયની કયાં જરાએ લાજ છે?
તારા બુરા સહવાસથી સંકટમહીં કુરુરાજ છે. ૧૫૫

કુરુરાજકુળનો નાશ કરવા એકદમ કટિબદ્ધ છો,
હા ! સ્વાર્થ આગળ હિત-અહિત પરિણામમાં પણ અંધ છો!
વિષવૃક્ષ વાવ્યું છે તમે, વિષથી ભર્યાં ફળ ચાખશો,
કરવું પડે જે જે હવે બાકી જરાના રાખશો ! ૧૫૬

ઇચ્છા તમારી હે સુયોધન ! રાજ્યની અભિલાષ છે,
અભિલાષના આધિક્યથી કરવો સહુનો નાશ છે;
રાજન્ ! વિચારો તો જરા કુલનાશ અત્યાચાર છે;
ભૂપાલ-અત્યાચારથી વર્ત્તાય હાહાકાર છે ! ૧૫૭

હું છું તમારા પક્ષમાં, આ ઘોર અત્યાચાર છે,
અભિમન્યુને સંહારવો ના વીરનો વ્યવહાર છે;
અભિમન્યુ જો કે યુક્તિથી વીરત્વની લેશે ગતિ,
કુલપુત્રરત્નવિહીન થાશે કિન્તુ ભારતભારતી ! ૧૫૮

એ સમયમાં શ્રીપાર્થનન્દન યુદ્ધભૂ કંપાવતો,
નિજસાયકાવલીવૃષ્ટિથી રિપુસૈન્યને હંફાવતો,
ગર્જન કરી આવી ઉભો નિજસારથિના સાથમાં,
કોઈ ન ત્યાં આવી શકયું સાહાય્ય કરવા સાથમાં. ૧૫૯

જોઈ અરિન્દમવીરને ગુરુદેવને મામો વધો,
આચાર્ય ! રિપુને જે ઘટે તે યોગ્ય ઉત્તર શીઘ્ર દો,
ધ્રૂજ્યા સકલભટ ભીતિથી મૃગ જેમ સિંહનિપાતથી,
ઝાંખા પડ્યા તારા યથા રવિના મહોજ્વલ તાપથી. ૧૬૦

શકુનિ, સુયોધન, સુતસહિત આચાર્ય, દુઃશાસન, તથા
કૃપ, કર્ણરાજ, મળી અહો ! શિશુ મારવા સઘળા મથ્યા;
હા ! હા ! અનર્થ થયો ઘણો, હા ! ધર્મને ભૂલી ગયા,
શ્રીદ્રોણ જેવા પણ અરે ! અન્યાયમાં ડૂલી ગયા. ૧૬૧

ચાલ્યું પરસ્પર યુદ્ધ જોતાં જાય ભીમશરાવલી,
ચમકારતી કરવાલધારા ચંચલા ચમકી ભલી;
ભૂલી ગયા નિજ ધર્મને આચાર્ય પણ આ વારમાં,
સાથે મળ્યા સાતે અહો ! અભિમન્યુને સંહારવા. ૧૬૨

ઘનવૃન્દને અમ્બરમહીં વિખરાવતો વાયુ યથા,
અભિમન્યુ શત્રુકરાલસૈન્ય નસાવતો કોપે તથા;
ઘનઘોર ગર્જન, સૈન્યતર્જન વીરતા વા'લી થઇ,
અરિપુંજગંજનયજ્ઞમાં રણચંડિકા નાચી રહી. ૧૬૩

છૂટી સરાસર બાણધારા વીરભુજકોદંડથી,
રોકાય ના ગતિ રોષધારી કોઇ પણ ઉદ્દંડથી;
મદમત્તકુંજર જેમ નીરજવૃન્દને ખંડિત કરે,
અરિશીષ કાપી સમરભૂને તેમ ઝટ મંડિત કરે. ૧૬૪

સર્વત્ર શસ્ત્ર મહાધ્વનિ શ્રુતિઘોર ધરણી ધમધમે,
એ સાંભળી કાયર ભયંકર ભીતિ ધારી કમકમે;
અંધાર છાયું અમ્બરે, રવિ તેજહીન થઇ ગયો,
અભિમન્યુવિક્રમતેજ નિરખી આપ દીન થઇ ગયો. ૧૬૫

આયુધતણા આઘાતથી રણભૂમિ ભયથી કાંપતી,
અભિમન્યુના વિક્રમતણી અવિરામ સાક્ષી આપતી;
ગણતા નથી પર–અપરને ઘાયલ અનેકો થાય છે,
અથડાય છે, પછડાય છે, ભેદાય છે, છેદાય છે. ૧૬૬

તત્કાલ કાલકરાલ શસ્ત્રવ્યાલયુત તલવારથી,
વિકરાલ ભાલકપાલ હુન્ત કપાય સાહુસસારથી;
હુંકાર વીરવિહારનો સંહારકારક મારથી;
ટંકાર હારકતીરનો ગર્જે અનેક મહારથી. ૧૬૭

ભીષણુ ભડાકા ભૂમિ કંપે ભીમભટ ભેદાય છે,
ભૂલે ભયાનકભલ્લથી ભૂપાલભર છેદાય છે;
ભાસે ન ભીતિ ભીરુને, ભરતા ભયંકર ભાવ છે,
ભભકે ભયાવહુ ભૂરિ ભાસુર ભૂવિદારક દાવ છે. ૧૬૮

જામ્યો પરસ્પર જોરમાં રણુજંગ જુલ્મ ગુજારતો,
જીતી જવાય ન ઝૂઝતો, જવથી જરાય હુરાવતો;
જય ! પાંડવોની જય ! વદી અભિમન્યુ આગળ જાય છે,
શત્રુતણા મનમાં મરણુની ઘોર ચિન્તા થાય છે. ૧૬૯

ચિત્કાર કરતા હુસ્તીઓ શરમારથી પછડાય છે,
અશ્વો અમાપ અભેદ્ય અસ્ત્રે એકદમ છેદાય છે,
રથ તૂટતા, ઝટ છૂટવાથી બાણુ સૂત કપાય છે,
રણુરક્તપારાવારમાં ભટ અંગ ભંગ તણાય છે. ૧૭૦

અરિપુંજકુંજર ભેદતો અભિમન્યુપંચાનન પછી,
આવી ઉભો સન્મુખ સુયોધનના સમરસંહારથી;
સાથે હુતા સાતે જણા નિજઅસ્ત્રશસ્ત્ર ચલાવતા,
તોપણુ સુભદ્રા-તનય આગળ ના કદીએ ફાવતા. ૧૭૧

વરસાવતો શરવૃષ્ટિ અસ્તવ્યસ્ત અરિસંચય કીધો:
સાતે જણાએ સાથમાં અભિમન્યુને ઘેરી લીધો;
ગ્રહુમંડલીના મધ્યમાં માર્ત્તંડ શોભે છે યથા,
કરિયૂથમધ્યે કેસરીસમ વીરવર શોભ્યો તથા. ૧૭૨

અન્યાય આ કેવો થશે એ કોઇએ જાણ્યું નહિ;
ફળ પાપનું શું આવશે એ કોઇએ જાણ્યું નહિ;
હા ! એક બાલક મારવા વિકરાલ યોદ્ધા સાત છે !
હા ! કમલને કરમાવવા શતઘોર વજ્રાઘાત છે ! ૧૭૩

છે ધન્ય અભિમન્યુ ! તને હે શૂરવીર શિરોમણે !
છે ધન્ય પાંડવવંશદીપક ! એકલો શતને હણે;
છે ધન્ય તારી વીરતા તુજ તુલ્ય ભડ વખણાય છે,
પુરુષાર્થ આગળ શત્રુઓ નીચા નમી ખડ ખાય છે. ૧૭૪

અભિમન્યુ સાયક છોડતો સાહસ ધરી ઉત્સાહથી,
પણ શું કરે ત્યાં એકલો જ્યાં સાત શૂર મહારથી;
ચારે તરફથી બાણ છૂટે ધર્મયુદ્ધ વહી ગયું !
અભિમન્યુનું કોમલ કલેવર હાય ! જર્જર થઇ ગયું ! ૧૭૫

કોમલ કુસુમને કંટકો વીંધે યથા ક્ષણવારમાં,
વિંધાય બાલકગાત્ર તેવું યુદ્ધવીર પ્રહારમાં;
હા ! વીર બાલકનું ખરેખર આજ અન્તિમ કર્મ છે,
કર્ત્તવ્ય કરવું સર્વદા એ વીરવરનો ધર્મ છે. ૧૭૬

સિદ્ધિ મળે નહિ જ્યાં સુધી સંકટવિકટ સહતા રહે,
કર્ત્તવ્ય કરવા વીરવર નિજ પ્રાણ પણ અર્પણ કરે;
આ દેશ ભારતવર્ષ એવી વીરતાનું ધામ છે,
જેનાં અલૌકિક વિશ્વવન્દિત આર્યતાનાં કામ છે. ૧૭૭

અપમાન પામી પાપીઓથી ભીરુતા કરવી નહિ;
ઉદ્દેશ સિદ્ધ કર્યા વિના શાન્તિ કદી ધરવી નહિ; -
જીવન મરણની જાળથી માનવ સદા બંધાય છે,
કર્ત્તવ્યહીન સમાજને તો કાળ ગળતો જાય છે. ૧૭૮

તેં સાતશૂર મહારથીથી બાથ ભીડી બાપલા !
એ વીરતાના, ધીરતાના, ને અમર ઉત્કર્ષના,
આ દેશ ભારતવર્ષને સંદેશ કોણ સુણાવશે ?
છે ધન્ય અભિમન્યુ ! તને તારી કથા જગ જાણશે ! ૧૭૯

વીરાગ્રણી શ્રીપાર્થપુત્રે ભીમસંગર આદર્યો,
નિજ બાણ મારીને સુયોધનને ક્ષણિક મૂર્ચ્છિત કર્યો;
ફળ આપવું બાકી હતું તેને સતીના ચીરનું,
પણ કર્ણ સાયકથી અચાનક ચાપ તૂટયું વીરનું. ૧૮૦

છોડી શરાસન વીર વેગે કરધરી તલવારને,
ઉતરી પડયો રથથી અલૌકિક આદર્યો સંહારને;
ચમકી પ્રલયની વિજળી ઘનઘોર ગર્જન થાયછે,
સંગ્રામ–આંગણથી બધા શત્રુ વિસર્જિત થાય છે. ૧૮૧

સાતે ઘણા ક્રોધે ભરાણા શીઘ્ર ધસતા જાય છે,
જોઇ શિથિલતા વીરની હા ! શત્રુ હસતા જાય છે;
આશા અભિમન્યુતણી રણવિજયની છૂટી ગઇ,
કપટી સુયોધન શસ્ત્રથી તલવાર પણ તૂટી ગઇ. ૧૮૨

ચારે તરફથી બાણધારા શત્રુઓની છૂટતી,
અભિમન્યુના કોમલવપુથી રકતધારા ચૂસતી;
અન્યાયના આવેશથી ભૂલી ગયા નિજ ધર્મને,
આચાર્ય પણ કરવા થયા તૈયાર આ દુષ્કર્મને. ૧૮૩

એવી રીતે નિઃશસ્ત્ર હા ! હા ! વીરબાળક થઇ ગયો,
ઘનવૃન્દ-આચ્છાદિત રવિસમ કાન્તિહીન થઇ ગયો;
બોલ્યો પછી અન્તિમ સમયે વીરવર તે શોકથી,
દીપી રહ્યું મુખ વીરનું અન્તિમપ્રતાપાલોકથી. ૧૮૪

નિઃશસ્ત્ર જાણીને મને હા ! આદર્યો સંહાર છે,
રે ! દુષ્ટ દુર્યોધન ! તને ધિક્કાર છે, ધિક્કાર છે ! !
નિઃશસ્ત્ર અરિ પર શસ્ત્ર ધરવું, વીરનો શું ધર્મ છે !
છલથી રિપુને મારવો એ વીરનું શું કર્મ છે ? ૧૮૫

દ્યો શસ્ત્ર મારા હાથમાં, આવો ભલે લડવા પછી,
કાં આમ અન્યાયી થઇ મુજને હણો સઘળા મથી !
હું શસ્ત્ર કેવલ માગતો, દ્યો શસ્ત્ર મારા હાથમાં,
આવો ભલે લડવા પછી સાતે મળી પણ સાથમાં. ૧૮૬

નિઃશસ્ત્રના સંહારથી શી વીરતા આવી જશે ?
કીર્તિ તમારી વિશ્વમાં રે પાપીઓ ! કાળી થશે;
ધિક્કાર છે કે એકલાને મારવામાં સાત છો,
હું શું કહું આચાર્ય ! પણ પોતે થયેલા સાથ છો. ૧૮૭

આચાર્ય ! જાણો છો સમુજ્વલ વીરના કર્ત્તવ્યને;
માઠી મતિ શાને કરી ભૂલી જઇ નિજ ધર્મને ?
કીધી પ્રતિજ્ઞા તાતથી; કાં ભૂલ એવી આદરો ?
કાં વીરના ઇતિહાસને નિજ પાપથી અંકિત કરો ? ૧૮૮

હું તો કરી કર્ત્તવ્યને આજે અહીંથી જાઉં છું,
પામી યશોમય વીરની ગતિ ચિત્તમાં હરખાઉં છું;
આ પાપનું પરિણામ ભીષણ પાર્થ તમને આપશે,
હા :વિશ્વ આખું વંશનાશકબાયલાને શાપશે. ૧૮૯

ઋણમુક્ત અભિમન્યુ થઇ દેવત્વગતિ વરનાર છે,
હા ! તાત ! હા ! માતુલ ! નમસ્કૃતિ અન્ત વારંવાર છે;
કર્ત્તવ્યને પાલન કરી પાવનપદે હું જાઉં છું,
સંભારજો મુજને કદી, હું પ્રેમ છોડી જાઉં છું. ૧૯૦

ત્યારે જયદ્રથ-પાપીએ જોઇ સમય તે પીરમે,
છાતીમહીં શર મારીને રણમાં પછાડયો વીરને;
તે વીર બાળક-ગાત્ર રણમાં શસ્ત્રવિદ્ધ થઇ પડયું;
જાણે પ્રલયરવિબિંબ શોણિતસિંધુમાં આવી પડયું. ૧૫૧

તો પણ ભયાનક શત્રુઓ શસ્ત્રાસ્ત્ર હણતા જાય છે,
નિસ્તબ્ધ કોમળ ગાત્રમાં અન્યોન્ય ઘસાતા જાય છે;
ત્યાં નીચ દુઃશાસનસુતે ભારે ભરાઇ રીસમાં,
મારી ગદા આવી નિકટ અભિમન્યુકેરા શીર્ષમાં ૧૫૨

ધિક્કાર છે! ધિક્કાર છે! અન્યાયને ધિક્કાર છે!!
શતવાર પામર-પાપીઓને વિશ્વમાં ધિક્કાર છે!!
ધિક્કાર છે! એ વંશનાશક નીચને ધિક્કાર છે!!
એ માનવી તો ભવ્યભારતભારતીનો ભાર છે!! ૧૫૩

ક્ષણવારમાં અભિમન્યુનું ચૈતન્ય સર્વ વહી ગયું,
પ્રેમે અમરપદ પામવા, જડ ગાત્ર ભૂમિમાં પડયું;
હા! રત્ન ભારતનું ગયું, ભારત ધરા ખાલી થઈ,
આ દેશના ઈતિહાસના સૌભાગ્યની સીમા થઇ. ૧૫૪

* * * *

હે વીર અભિમન્યુ! ભલે તું સ્વર્ગમાં પદ ધારશો,
ભારત સદા તારા વિયોગે ઉષ્ણઅશ્રુ સારશે;
છે ધન્ય! તારી વીરતા, જગ કર્મ તારું જાણશે,
તારા સમા સુતરત્નની કો ખોટ પુરી પાડશે? ૧૫૫

દુર્ભાગ્ય ભારતવર્ષમાં વીરત્વ કોણ વધાવશે!
ક્યારે ફરી ભારત યશોધન કર્મવીર કહાવશે?
આકાશભેદી શૂરતાનાં વીરવાજાં વાગશે?
ક્યારે ફરી આ દેશમાં અભિમન્યુ ઘર ઘર જાગશે

અન્યાયને અટકાવવા "જાગ્રત અને ઉત્તિષ્ઠત"
"स्वर्ग्यं पदं शुद्धं व्रज स्वम्" એ મહા ઉત્કર્ષિત;
ગૌરવ-વિભાકર ક્ષત્રિઓનો કોણ એ પ્રકટાવશે ?
આદર્શ ભારતવર્ષનો ઉત્કર્ષ કોણ સુણાવશે ? ૧૯૭

ઉદ્દેશ જીવનનો મનોરમ વીર કોણ કહાવશે ?
દેખી દશા આ દેશની એ અશ્રુબિન્દુ પાડશે ?
આળસ અને અભિમાનના ઉત્તુંગ પારાવારથી,
ભારતભવિષ્યાધમદશાનું નાવ પાર કરાવશે ! ૧૯૮

તારું સ્મરણ શુભ અનુકરણ આ દેશમાં કો જાણશે ?
અભિમાન ધરવું વંશનું એ કોણ બીજો જાણશે ?
જીવનતણો ઉદ્દેશ છોડી, સ્વાર્થપરતા જાગશે,
ભારત ખરેખર કર્મવંચિત શૌર્યવંચિત લાગશે. ૧૯૯

× × × ×

હે નાથ ! જગદાધાર ! ગૌરવ ભારતીય ગજાવજે !
અભિમન્યુની જીવનપ્રભા અમ દેશમાં પ્રકટાવજે !
સાચા મનસ્વી ધર્મધારણ કર્મવીર જગાવજે !
શ્રીભવ્યભારતકણ્ઠમાં જયમાળ રમ્ય વરાવજે ! ૨૦૦



આ લેખકનું પ્રકટ થયેલું "બીજું" પુસ્તક

# વિભીષણ નીતિ.

કીંમત આના આઠ.

આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોને એક સરખું ઉપયોગી, વાચકના હૃદય પર આનંદ સાથે નીતિની ઉત્તમ છાપ પાડતું, રાવણ અને વિભીષણ એ ભાઇઓ વચ્ચે નીતિના પવિત્ર સિદ્ધાંતોનું સ્પષ્ટ દિગ્દર્શન કરતું, આ લઘુ પુસ્તક વિદ્વાનો અને સાક્ષરોથી બહુ વખણાયું છે. માસિકો અને જાહેર પેપરોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. શાળામાં શીખતાં સંસ્કારી બાળકોને તો મનન કરવા યોગ્ય છે. એક વખત વાંચી ખાત્રી કરો.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

ગુરૂકુળ મહાવિદ્યાલય
વરસોવા (મુંબઇ)

કવિ—પોપટલાલ શર્મા,
સાહિત્યતીર્થ
સંસ્કૃત અધ્યાપક.